દરેક વર્ગનાં સ્ત્રી પુરૂષોને જોવા જાણવા અને
વાંચવા લાયક;

# ગુપ્ત વિદ્યા પ્રકાશ.

1333 દ્વીતીય ખંડ.

પ્રકાશક,
આર્યભાનુ—મીસીસ-એચ-બી. કાશી—શરમા.
સ્ત્રિ સંગિત હારમોનીયમ શિક્ષક.
અમદાવાદ—નવતાડ.

બેઠા તો બોલે નહી, ઉભા ન દેવે માન;
સોતા તો જાગે નહી, કીસકુ કરૂં પ્રણામ.

અમદાવાદ—"વિજય પ્રવર્તક પ્રીન્ટીંગ" પ્રેસ.

આર્ય સંવત "૧૯૭૨૯૪૯૦૦૬" વિક્રમ સંવત ૧૯૬૧.

કીંમત. ૦—૪—૦ આના.

## भर्तुहरी नीति शतक.

विद्या नाम नरस्य रुपमधिकं प्रच्छन्न गुप्त धनं ।
विद्या भोग करी यशः सुख करी विद्या गुरुणां गुरु ॥
विद्या बन्धु जनो विदेश गमने विद्या परं दैवतं ।
विद्या राजसु पूजिता न तु धनं विद्या विहीनः पशुः ॥

પૂર્વે વેદ વિદ્યાનો પ્રચાર કમી થતાં અવિદ્યા રૂપી અંધકારની કપટ જાળ ફેલાવવાથી ભારત્ત ભુમીની ઘણીક આર્ય પ્રજા પોતાના ભોળા અને વહેમી મનથી કેટલાક ધુર્ત્ત લોકોની ઢોંગ વિદ્યામાં ફસાઇ પૈસાની એ હદ ખરાબી કરતા, એ તેઓની આસ્તાનીજ સાબિતી કરી આપેછે, કેટલાક સાધુના વેશે મોટા મહંત થઇને તેમજ ભુવા વિગેરે બની માંત્રીકનો ડોળ રાખી કોઈ સ્ત્રીને પુત્ર આપવો, વશીકરણ કરી આપવું, દરદીને રોગથી મુક્ત કરવો, સુવર્ણ સિદ્ધિ બનાવી દ્રવ્ય પ્રાપ્ત કરાવી આપવું વીગરે ચમત્કારોથી પોતાની ખરી શ્રદ્ધા બેસારવા હાથ ચાલાકી, રસાયણક્રિયા, ઔષધિક્રિયા, અને સિદ્ધ સાધક પણાથી પ્રસંગ પડે તેમ લોકોના મન ઉપર,, વહેમ ડર ભીતિ અને ભક્તિનો બરાબર દાબ બેસારી તે ઉપર પોતાનું ગુજરાન ચલાવતા, પરંતુ હાલ ચાલુ જમાનામાં નામદાર બ્રિટીશ રાજયના અમલમાં ઉચી કેળવણીના પ્રચારથી એવો મિથ્યા ધંધો ઘણા ભાગે નાશ થવા પામ્યોછે. તોપણ કેટલીક અજ્ઞાન પ્રજા હજુપણ ફસાઇ પડતી માલમ પડેછે જેમાંનો ઘણો ભાગ સ્ત્રીઓને વધારે હોયછે, એનુ મુખ્ય કારણ અવિદ્યાજ છે, એ કારણથી આ વિદ્યાનું કેટલુંક જ્ઞાન મારી જાત માહીતીથી પુસ્તકો દ્વારા પ્રસિદ્ધિમાં લાવવાનો મેં જે પ્રયાસ લીધોછે. તેનું સુજ્ઞ વાંચકો અવલોકન કરી. મારો યત્ન સફળ કરશે, એવી આશા રાખુછું.

લી. પ્રકાશક.

| કાગરૂ દેશની | બે | કામિનીઓ. |
|---|---|---|

S B H

ગરજહી અરજુન હીનભયે, ગર્જહી ગોવીંદ ધેનુ ચરાવે,
ગર્જહી દ્રૌપદી દાસી ભઇ, ગર્જહી ભીમ રસોઇ પકાવે;
ગરજ બડી સબ લોકનમે, ગરજ બિના કોઇ આવે ન ભાઇ,
કવી ગંગ કહે સુન શાહ અકબર, ગરજે બીબી ગુલામકુ રીઝાવે.

H B S

| શિવાય નમઃ | ૐ | ભૈરવાય નમઃ |
|---|---|---|

ભાનગયું, વળી માન ગયું, અભિમાન ગયુ ક્ષત્રીવટનું;
ભરમ થયા, બ્રહ્મતત્વ રહ્યા, ગૌદાન ગયું ગંગા તટનું;
રક્ષક ભયા હિંસક રહ્યા, બહુ જોર થયું લાડુ ભટનું;
રક્ષક રક્ષક રક્ષક રક્ષો, કાર્ય કરો સહુ ઉલટનું;

૨૫ જોઇ મોહવું નહી, જોવા તેના ગુણ;
ઇંદ્ર વારણું ઓપતું, ખાતાં બહુ અવગુણ.

## વગ્રરાટ સ્વરૂપ દર્શન યાને છાયા પુરૂષ સાધન.

શુદીપક્ષની દસમથી પુનમ સુધીના દીવસોમાં જ્યારે ચંદ્ર નિર્મળ રીતે પ્રકાશતો હોય, ત્યારે એક સપાટ મેદાનમાં જઇ સ્થિર ચિત્તે આંખની પલટ માર્યા વગર થોડી વખત સુધી આપણી ગરદનની છાયા તરફજ એકે નજરે જોઇ રહેવું પછી એકદમ આકાશ તર્ફ નજર ફેંકવાથી પાંચ સાત દીવસના અભ્યાસથી એક અતી ઘણું ભયંકર રૂપ માલુમ પડશે જુઓ ? **જાગતીકળા પુસ્તક રૂ. ૧।।**

**કાગળપરનું લખાણ દુર કરવું**—નવસાર, સીંધાલુણ અને સોહાગી ટંકણખારને ખુબ પાણી સાથે પીસી લખાણપર લગાડી—તાપમાં મુકવાથી કાગળ સાફ કોરો થઇ જાય છે,

**કોઇપણ ચિત્રની** નકલ લેવી હોય તો—ફટકડી અને સાબુ સરખા ભાગે લઇ તેનુ ઘાડું પાણી કરી તેમાં એક સફેદ કાગળ. **ભીંજવી** ચિત્રની નકલ લેવાના કાગળ ઉપર સફાઇથી મુકી તેપર લુગડુ ઢાંકી દાબી કાઢવાથી બરાબર નકલ પડી આવશે,

**બાટલીમાં આયનો** ઉતારવો—અબરખનો એક ચોખંડો ટુકડો લઇ તેની એક બાજુ આરસાની માફક કલાઇ કરવી અથવા ચીત્ર લગાડી તેવડો કાગળ ચોંગડવો બાદ બાટલીમાં એક બાજુ ઘઉના લોટની લાહી લગાડી અબરખના ટુકડાને બેવડો વાળી ધીમેથી બાટલીમાં ઉતારી ચોંટાડી દેવથી આયના માફક દેખાશે,

**સુસ્વર કરણ પ્રયોગ**, બ્રહ્મી, ગોરખમુંડી, વજસુંઠ અને લીંડીપીપર સમાન ભાગે લઇ ચુર્ણ કરી હમેશાં મધની સાથે ખાવાથી અવાજ ઘણો મધુર અને કંઠ સારો રહે છે તથા ગળાના રોગો મટેછે.

**વાણીશુદ્ધિકરણ**—પહાડમુળ, વજ, મરી, લીંડીપીંપર, ખજુર સિંધવ, સુંઠ. અકલગરો, મીઠા સરગવાનાં મુળ એ સમાન ભાગે લઇ ચુર્ણ કરી તેથી ચારગણુ ઘી અને સોળગણુ બકરીનું દુધ લઇ બધાનો ઉકાળો કરતાં સર્વ ચીજો બળી જઇ ઘી માત્ર રહે, ત્યારે ગાળી કાઢી દરરોજ તોલા બાર ખાવાથી તોતડાપણુ મુગાપણુ વીગેરે દુર થાયછે.

**ગૃહ કલેશ નિવારણ**—ગોળ હલદર ભીલામાં વાવડીંગ, હરડાં બેડાં આમળાં લાખ લસણુ અને ઘોડાવજ એ સઘળાનુ ચુર્ણ કરી અગ્નીમાં નાંખી ધુપ કરવાથી, ડાંસ, ચાંચણુ, માંખ મચ્છર તેમજ મગતરાં, ઉંદર, સર્પ, વીંછી દુર થઇ હવા શુદ્ધ થાયછે.

**સરસ્વતિ ચુર્ણ**—સુંઠ, અજમોદ હળદર. દારૂહળદર, ઝેર કોષ્ટ, કોલીંજન લીંડાપીપર જેઠીમધ સીંધવ અને વજ એ સર્વેનું ચુર્ણ કરી રોજ પ્રભાતે ઘીની સાથે સર્યોદયે ખાવાથી યાદ શક્તિ વધેછે

**બાટલીમાં પૃથ્વી પાણી હવા અને આસમાનનો દેખાવ**—કાચની સફેદ બાટલીમાં રંગ બેરંગી કાચના ટુકડા ત્રણ આંગળ સુધી ભરવા અને તેમાં લીલા રંગનુ પાણી બે આંગળ વધારે નાંખી તેના પર તલનુ તેલ નાંખવુ બાદ તે ઉપર આસમાની ગંધકનો તેજાબ નાંખવો અને બાટલીને બુચ મારી તૈયાર કરો આ મિશ્રણ એકત્ર નહી થતાં નાચેનો ભાગ પૃથ્વી સમાન તે ઉપરનું પાણી દરીઆ માફક, તેલ હવા રૂપે અને તેજાબ આકાશની મીસાલે દેખાશે.

**જમીન ઉપર પૈસો ચોંટાડવો**—ફટકડીનો થોડો એક બારીક ભુકો લઇ. જમીન અથવા પથરપર મુકી તે ઉપર પૈસો અગર રૂપીઓ મુકવો અને તેના ઉપર થોડીવાર દેવતાનો અંગારો મુકી ગરમી આપવી. જેથી તે સજડ ચોટી જવાથી લેનાર ઘણો મુંઝાશે.

 મળે ન મહેનત વિણુ કદી આળસથી કાંઇ ધન;
જો ખેતર ખેડે નહીં, તો શું પાકે અન્ન.

**વીંછીનુ વિષ વિનાશ કરનાર ગુપ્ત લાકડી**—કાચબાનુ હાડકુ મનસીલ હરતાલ અને કૌચનાં બીજ એ બધાંનુ ચુર્ણ કરી મધની સાથે મર્દન કરી બોરડીની અથવા સંદેસરાની લાકડીને લેપ કરી છાયામાં સુકવી રાખવી આ લાકડી હાથમાં પકડાવવી અગર જ્યાંથી વીષ ચઢયું હોય ત્યાંથી ડંખ સુધી ફેરવવી જેથી તેનું અજાયેગ રીતે ઝેર ઉતરે છે, ઉલટી રીતે ફેરવવાથી તે પાછુ ચઢેછે.

**અંકોલનુ તેલ કાઢવાની યુક્તિ**—આ તેલ ઘાણીમાં કાઢવાથી સળગી ઉઠેછે માટે સૂર્યની ગરમીથી કાઢવામાં આવેછે. આ બીનાં ફોતરાં કાઢી નાંખી ચુરણ કરી તલના તેલની સાત ભાવનાઓ આપવી બાદ બંદબેસતા બે કાંસાનાં વાસણોમાં અંદર લેપ કરી તેગનો સંપુટ બનાવી ત્રીજા વાસણમાં મુકી સૂર્યની ધુપમાં મુકવાથી તેલ નીકળશે. આ તેલ ઘણા પ્રયોગોમાં ઉપયોગી છે જેનો ખુલાસો કામ રત્ન તંત્ર નામના ગ્રંથમાંછે કી રૂ.૨ બે

**દેવતા સિવાય દીવાનું પોતાની મેળે થવું.** એક કોરા કાગળના કકડા ઉપર મંત્ર લખવાને બાને હાથ સફાઇથી ફોસ ફરસની નાની ટુકડી મુકી તે પાણીની બહાર રાખવાથી સળગી ઉઠે છે જેથી કાગળની ઘડી દીવાની બત્તીના મોં આગળ મુકયા પછી થોડીવારે તે પોતાની મેળે સળગી દીવો થાયછે.

**બુજવેલા દીવાઓનુ પોતાની મેળે સળગવું.** દેવતા ઉપર એક વાસણમાં ગંધકને પીગળાવી તેમાં ¼ ભાગ સુરોખાર મેળવવો અને તે રસમાં રૂની બત્તીઓ બીંજાવી રાખવી પછી કોડીઆમાં તેલ પુરી આ બત્તીઓ મુકી ચારે ખુણે સળગાવવી. ત્યાર

બાદ જોનારને એક એક બત્તીએ વારા ફરતી ફુંક મારવા કહેવી જે- થી એક ગુલ થશે તો બીજી પોતાની મેળે ઉત્પન્ન થશે.

**વિના અગ્ની એ ધાણી શેકવી** કપડાની અંદર જુવારની નરમ પોટલી બાંધી ચુનાની ભઠ્ઠી નીચે જમીનમાં દાટી રાખવી— એક વખત ચુનાની ભઠ્ઠી પાકી ગયા પછી તે જુવારને કાઢી લાવવી આ જુવારને પાણીનો હાથ લગાડતાંજ તુરત ધાણી ફુટી જાય

**અંધારી રાતે ભુતનો દેખાવ**—એક ભાગ ફોસફરસ અને સાત ભાગ તલનુ તેલ એક બાટલીમાં ભરી ગરમ પાણીના વાસણમાં મુકી ફાસ ફરસ તેલ સાથે પીગળાવી નાંખવું ને ગમે તેને શરીરે ચોળવુ અથવા ચિત્ર કરવાં તે હવા લાગવાથી સળગતાં તથા ગુમ થતાં અજાયબેભી ચળકાટ વાળાં માલમ પડશે,

**બાટલીમાં ઇંડુ ઉતારવુ**—એક મોટા ઇંડાને ચણુાના ખારમાં અથવા સરકામાં અગર એશિગાટિક એસીડમાં એકાદ દીવસ રાખવાથી નરમ થઇ ગયા પછી બાટલીમાં બેસારી દેવુ ને ઠંડુ ચોખ્ખુ પાણી નાંખી હલાવી કાઢવું જેથી અસલ જેવું થશે.

**મીણુબત્તી ખાવાની યુક્તિ**—મીણુબત્તીના આકારમાં મુળે છોલીને તૈયાર કરવોને તેના છેડા ઉપર આંગળી દોઢનો ખરી મીણુબતીનો ટુકડો લગાડવો તથા ખાડાખાંચા બંધ કરવા માટે મીઠી બદામનો ગરભ લગાડી એ માલુમ. જણાય તેમ કરવુ પછી ખાતી વખને ઉપરનો ભાગ બળી જતાં ખાઇજવી આ વિષે વધુ માહીતી મેળવવા વાંચો? ધી ઇન્ડીયન જાદુગર ભાગ ૩ જો કી. રૂ. ૨) બે.



## પીશાચ દર્શન.

જોતાંજોતાં વખત જવાથી એ-સીડનો ગ્યાસ ચહેરાને લાગતો ગયો તેમ તેમ રૂપ ફરવા લાગ્યું મૂછોનાં શીંગડા બનતાં જણાયાં તથા માથાની ટોચનો આકાર—બેલ યા બકરા જેવો થતો ચાલ્યો અને છેવટે તે પોતાને ભુલી જઇ આય-નામાં બીજું બ્લેક રંગનું જાનવર જણાયું આ ખુબી માત્ર એસીડની હવા લાગ્યાથી થતી હતી જેનો નમુનો ઉપરના ચીત્રનો છે તે ધ્યાનથી ધારી જુઓ ? આ ઉપ-રથી ખુશ થઇ તે સરદારે આયનો ખરીદી રાજી થતાં રૂકસત લીધી.

ઉપરનો ગૃહસ્થ મારે ત્યાં ત્રિકાળ દર્શી આયનાનો તાત્કાળીક પ્રયોગ જોઇને ખરીદ કરવા સારૂ આવ્યો. તેની લાંબી મૂછો અને માથાની પહેરેલી લાંબી ટોપીના દેખાવથી તે કોઇ મુગલાઇ અમીર જેવો જણાય છે. તેણે કહ્યું બાનુ, મને આયનામાં અત્યારેજ કંઇ નવાઇ દેખાડો તો હું તે લઇ શકું, એકાગ્ર વૃત્તિ અને સ્થિર ચિત્ત બન્યા વગર તુરત કેવી રીતથી દેખાય—મેજીક ( જાદુ ) વિદ્યાને લ-ગતાં કેટલાંક સાહીત્યો મારા મકાનમાં તૈયાર રહેતાં હોવાથી ફેઇસ પાઉડરની એક ડબી કે જેને યુરોપીયન બાનુઓ ખુબસુરત દેખાવા માટે બહાર જતી વેળા લગાડે છે અથવા નાટકશાળાઓમાં વપરાય છે. તે પાઉડર ખુબસુરતીના ગોરા રૂપમાં બનવા માટે લગાડાવ્યો પછી તેમને તુરતનો તંત્ર બતાવવા માટે એક મોં જોવાના આરીસા ઉપર હાઇડ્રો-કલોરીક એસીડ પીંછી વતી લગાડી તૈયાર કરીને જોવા આપ્યો જેમાં પોતાનું રૂપ ખુશ થતાં જોવા લાગ્યો—પરંતુ.

અલ્પ વસ્તુ પણ આપતીમાં, મદદ ઘણી કરનાર; (૫)
પૂર ચઢયે નદી તુંબડું, તરી ઉતારે પાર.

## જાદુઇ અક્ષર યાને દેખતી આંખમાં ભુલ નહીતો વાંચો ? નીચેનુ નામ.



સાહેબ ? શું આ હથીઆરની પેટી છે, અથવા જુદા જુદા ઝાડની ડાળીઓ રૂપી અક્ષર છે.

 ચડતી પડતી સર્વની, એ દુનિઆની રીત;
ચંદ્ર કળા શુદમાં વધી, વદમાં ઘટે ખચીત.

## કાચને ગમે તે આકારમાં કાપવાની રીત.

સ્પીરીટ અથવા ટરપેનટાઇનમાં એક શણુનો દોરો બોળી કાઢીને કાચની સપાટી ઉપર મુકી તેને સળગાવી મુકવાથી કપાઇ જશે અથવા એક ધાતુના બારીક તારને લાલચોળ ગરમ કરી કાચની ઉપર મનપસંદ આકારમાં ફેરવ્યાથી કપાઇ જશે કદાપી કપાવાગમાં જોખમી રહેતો તે ઉપર ઠંડુ પાણી છાંટવુ અથવા એક કાનસથી ઘસીને લીસોટા જેવો કાપ મુકી લોખંડનો ગરમ સળીઓ ફેરવવો વીગેરે હજારો હુન્નરો હુન્નર મહાસાગરમાંથી મેળવી શકશો પરંતુ એક ગ્લાસ કાપવાનો અજાયેબ પ્રયોગ જેની શીખવવાની કીંમત માત્ર રૂ. ૫) પાંચ રાખેલી છે તે તમે નહીજ કરીશકો અને જો તેની શોધ લેવા છેડો લેશો તો છેવટે હીંદી તલેસમાતની મુલાકાત લેવી પડશે, કાચ સીધી લાઇનમાં કાપવા માટે હીરાકણી તેમજ ઉપરનાં બીજાં સાધનો છે તેમાં આ ગ્લાસ–ચીમની વીગરેના કાપવાનુ કામ હેરત પમાડશે, ગ્લાસને આંગળા—વેલભાતના કાંગરીવાળા આકારમાં કાપવાથી તે લાંબો ટુકો થઇ શકે છે તેમાં પાણી પણ રહી શકે છે. ઉભા ભરેલા ગ્લાસમાંનુ પાણી દેખતી નજરે ગુમ થાય છે. શોખીન સાહેબોને તેમાં પીતાં મોંઢામાં નહી આવતાં દેવતસ્યો ( બપૈયા ) ની માફક બહાર વૃષ્ટી થાય છે–કાપેલી ચીમનીને લાઇટ બતીપર મુકવાથી તેનો પ્રકાશ બાહારના આવનાર અમીરને મકાનમાં ચક નાંખેલા જેવો જણાવાથી હાથો ભાંગ્યા ટુકા તથા ઉંચા નીચા કરવા માંડો જશે વીગેરે ખુબીદાર કામ દરેક શોખીન ગૃહસ્થોને જોવા લાયક હોવાથી દીવાન ખાનામાં રાખવા લાયક છે, આર્યબંધુઓ ! આવા વિષયો ઉપર આપનું ધ્યાન જરૂર આપશોજ કે જેથી ખરૂજ્ઞાન જાણી શકશો.

## કુદરત અને કલ્પના પ્રયોગ.

**સોનેરી વડ**—અત્રેના જાણીતા ગુજરાતી પંચના રવીવાર તા. ૧૩ અગષ્ટ ૧૯૦૫ના અંક ૩૩માં વાંચવામાં આવ્યું છે કે રંગુનમાં મોબીન જીલ્લાના પંટાનો શહેરના ચોંગ ગેલેઓપો ગામની અંદર એક અજાયેબ જેવો વડ જણાઓછે, તે એક રાતની અંદર ઉગ્યોછે, અને તે જમીનમાંથી નહી પણ એક વડની ડાળીમાંથી નીકળ્યોછે, તે મનુષ્યના હાથ જેટલો મોટોછે, અને ધીમે ધીમે આજુ બાજુ વૃદ્ધિ પામેછે, તેનો દેખાવ ચોખ્ખા સોના જેવોછે, લોકો તે વડને છરી વતી કાપેછે, અગર નખવતી ચીરેછે ત્યારે પણ અંદરના ભાગમા સોના જેવો દેખાવ આપેછે. એ વડની ટોચ ઉપર એક ગુફા છે, તેમાંથી હમેશાં ચોખું પાણી વહે જાયછે, તે પાણીમાં એવો ગુણછે કે? તે હરેક જાતના રોગ મટાડેછે, આ ખબર ત્યાંના આખા જીલ્લામાં ફેલાતાં આ વિચિત્ર વડ જોવા તથા તેના પૂજનાર્થે. દરેક શહેરના અને ગામના ઘણા લોકો જાયછે. શીશીઓ અને તેવાં બીજાં વાસણોમાં તે પાણી ભવિષ્યને માટે સંભાળથી રાખેછે; આ પાણી હજારો લોકો પીએછે તથા લઇ જાયછે તોપણ તે નહીં ઘટતાં ઉલટું તે વધતું જતું કહેવાયછે, આ બિના જો વર્તમાનમાં દર્શનીક ખરી હોય તોપણ આપણે તેને ઈશ્વરીય કુદરત માની શકીશું.

કુદરતની ચીજો વિષે, કરવો મુશ્કેલ ખ્યાલ;
મનુષ્યે કયાંથી મેળવી, હસ્ત કૃતછે જે હાલ.

આ ઉપરથી ભગવદ ગીતાના એક શ્લોકનો વિચાર થઇ આવ્યો કે આ સઘળું જગત કનક, અને કાન્તા એ બેથીજ માયાવી

ઉપાધિના બંધનથી વીંટાએલું છે આ ચીજોથી નિરકત થવાજ ગૃહ-સ્થાશ્રમથી અલગના ત્રણુ આશ્રમો પાળવામાં આવેછે.

આ બંને ચીજોની ઉત્પત્તિ કારણુનો પરમાત્માજ છે પરંતુ તે મેળવવામાં પુરૂષાર્થ યત્ન કરવું પડેછે. તેમાં કાન્તા એટલે સ્ત્રીનો વિષ્ણુ. રામ અને છેવટે કૃષ્ણે તો વળી સોળ હજાર અને ૧૦૮ મેળવી રણ-છોડજીરૂપે રાસ રમી મનુષ્ય લીલા શીખવી પરંતુ કનક એટલે સુવર્ણ મેળવવાતો ખાણોમાંથી ખોદી કાઢવાને અને ચીજો બનાવવાને લોખં-ડનાં ઓજારો પ્રથમજ બનાવા માટે, એરણુ હથોડી અને સાંણુસી એ ત્રણુમાં પહેલી કઇ કોના આધારથી તૈયાર કીધી હશે મનુષ્ય કૃત ચીજોનો કોઇ પણુ શોધક હોવો જોઇએ, અને જ્યારે તેમને ધાતુ ઓ સબંધી જ્ઞાન થયું તો શરૂવાતમાં તેનાં સાહીત્યો પણ જોઇએ. કેટલાકની એવી દલીલ છે કે ઘુંટણુની એરણુ, હાથની હથોડી અને આંગળીની સાણુસી બનાવી પણુ તેમ થવું એતો અસંભવિત છે, આ વિષે મારી શંકા નિવૃતિ નહી પામવાથી સુજ્ઞ વાંચકોની સમક્ષ આ સવાલ રજુ કરૂછું, તો મને તેનો કંઇક ખુલાસો થવા વિચાર દર્શાવશો.

કોઇપણુ શંકાનો નિકાલ ન્યાય અને તર્ક એ બેથીજ કરવામાં આવેછે અને તેથી આ ત્રણુ ચીજમાંથી પ્રથમ કોને બનાવી તે. એકને સિદ્ધ કરવીજ પડશે ત્યારે મહાશય વિદ્વાન વાંચક ! આપ એક ચીજને ખાસ પસંદ કરો, અને તે જો તમે જાણુવા માગતા હશો તો હું તે કહી આપવા. મારી જ્યોતીષી શક્તિથી હીંમત ધરાવું છું પરંતુ આપની એકલી નિશ્ચયતા ઉપર મારો જવાબ ખોટો પડવાની શંકા રહેછે માટે ગમે તે ત્રણુજ ગૃહસ્થોએ એક એક ચીજ પસંદ

કરવો એ વધારે ઉત્તમ માનુછું. તેથી આપે એરણ, હથોડી, અને સાણસી માનવાનો મન સાથે નિશ્ચય કરી એક ચોઠીમાં ગુપ્ત લખી રાખો બાદ મારા ફક્ત ત્રણુજ સવાલની ફરમાશ તસ્દી સાથે નીચે મુજબ બજાવશો, રમવાંના (૫૨) પાનાનો એક ગઞ્જીફો લઇ. ત્રણ સખ્સો પૈકી પહેલાને એક પાનુ બીજાને બે અને ત્રીજાને ત્રણ પાનાં તેમની પાસે રાખવા દેઇ લેવાં બાકી ૪૬ પાનાં રહે તેમને એક બાજુ બેસારો, હવે મારો પહેલો સવાલ એરણ માનનારે પોતાની પાસે જેટલાં પાનાં હોય તેટલાંજ ૪૬ માંથી લઈ લેવાં બીજો હથોડીમાનનારે પોતાની પાસે હોય તેથા બગણાં પાનાં ઉપાડી લેવાં અને ત્રીજો સવાલ એજ કે જેણે સાણસી પસંદ કીધી હોય તેણે પોતાની પાસે જેટલાં પાનાં હોય તેથા ચાર ગણાં પાનાં ઉઠાવી લેવા ચુકવું નહી. ત્યારબાદ મને મહેરબાની ખાતર હીસાબ કરતાં કેટલાં પાના વધ્યાં છે તે જવાબ માટેની ટીકીટ સાથે અગર રૂબરૂ મળી જણાવશો તો તે તમારા મનમાં માનેલી ચીજોનાં નામ વિધા દેવીની સહાયથી કહી આપીશ, બની શકે તો ત્રણે મહાશયોનાં નામ મારી જાણને ખાતર લખવાં ચતુર સજ્જનો! મારૂ કહેવું સત્ય જણાયતો મારા કામની કદર કરશો, અગર જો, તમો કહી આપવા હીંમતવાન થતાં ખરૂં માલમ પડવાથી તમારી તર્કશકિતને ધન્યવાદ આપતાં-પ્રણામ નંબર ત્રીજાનો ટુકડો ભેટ તરીકે આપી મારી શક્તિ અનુસાર કદર કરતાં. કૃતાર્થ થઇશ.

**લી. પ્રકાશક માટે ખાસ બનાવી તૈયાર કરનાર**

ધી, ઇન્ડીયન જાદુગર ભાગ. ૧-૨-૩ ના પ્રસિદ્ધ કર્તા.

---

 દિન પર દિન વધતો ગયો, ઘણો સુધારો રહેલ;
પ્રથમ હતાં બહુ ઝુંપડાં, હાલ બન્યા બહુ મહેલ.

---

## ભારત ભુમીની વસ્તી સંખ્યા, તાલ લાવણી.

ભારતમેં સબ પુરૂષ સ્ત્રી, પચીશ કરોડકા કિયા સુમાર
સજ્જન જન સબ ધ્યાન ધરે, અબ ઉનકે કામકા કરૂં વિચાર.
બાર કરોડ ઇનમે નારી હે, સિટની પિટનીમે કટી ઉમર;
એક કરોડ લડકે લડકીજો, ખેલ કુદમે રહે દીન ભર,
અગિઆર કરોડમેં તીન કરોડજો, ભીખ માગતે હે દર દર;
તીન કરોડ તીર્થ યાત્રામેં, બારહ મહીને રહે ન ઘર,
આગે રહે છ કરોડ અબ, ઉનકે સુનાઉં કારો બાર. —સજ્જન.
એક કરોડ હે ઇસ જઘડેમેં, ભંગકા લોટા ચરસકા દમ;
તાનકે ચાદર સોતે દીન ભર, આયે ગયેકા કુછ નહી ગમ,
એક કરોડ પી શરાબ ફિરતે, તરંગમેં બકતેહે બેઢંગ.
એક કરોડ ચકલે ચક્કરમેં, પુકાર રહે હાય હાય સનમ,
ચાર કરોડ આગે રહગયે, એક કરોડ ઇનમે બીમાર —સજ્જન.
તીન લાખો ઇનમે ચોર ઉચકે, લાખો ઇનમેં જુએ બાજ.
લાખો ઇનમે નાચ નચનિયાં, લાખો ઇનમે હીન અપહાજ;
તાસ પતંગ કબૂતર ગંજીફા, એસેહી હે સબ ઇનકે કાજ,
ધન્ય તુજકો ભારત ભુમિતુ. ખાનેકો દેતી અનાજ;
જો કુછ ઇનમે થે યોગ્ય વહ; લડભિડ ગયે રાજ દરબાર.—સજ્જન૦
પુરૂષાર્થ કો દિયા જોડ, ઓરખાલિયા હમને મેવાકુટ;
ઇસમો સુજરસેં કામ નહીં, આપસમે કર રહે કુટમ કુટ,
આન વિદેશી ખેલ ખિલોના, દિખાકે ધન સબ લે ગયે લુટ;
સત જો હો ગ્રહણ કરો ઓર, ઉસે ત્યાગ દો જો હો જુઠ,
નવલસિંહ કહે હો સુધાર જબ, હોવે ફીર વિદ્યા પ્રચાર.—સજ્જન.

सत्यात् नास्ति परो धर्मः  नास्तिको वेद निन्दकः

**અમૂલ્ય રત્ન** **પવિત્ર પ્રણવ.**

પુજા, ધ્યાન ઉપાસના અને સેવન કરવા યોગ્ય રાજભુવન, ગૃહમંદીર અને પ્રાર્થના સ્થાનના એક સંગાર રૂપ, સર્વાન્તર્યામી, પરમાત્માનુ અચળ નામ હમેશાં જ્ઞાનાનંદથી રદયમંદીરમાં અવલકોન કરવા સારૂ લાંબો વખત ટકી રહે તે સારૂ એક મખમલના ઉચા કપડા ઉપર રંગ બેરંગી ઉનના ભરત કામથી તદન દેશી બનાવટની ઉમદા કારીગીરીથી ચારે બાજુ પુલવેલની કીનાર મુકી તૈયાર કરવામાં આવેછે જે દરેક વર્ગનાં ગૃહસ્થ સ્ત્રી પુરૂષોને રાખવા લાયક છે, જેને માટે કદરદાન, રાજા, મહારાજાઓએ તરફથી ઉત્તેજન સાથે ઘણા અભિપ્રાયો મળી ચુકેલાછે. તેમજ જાહેર વર્તમાન પત્રકારોએ પોતાના ઉંચમતો પત્રમાં પ્રકાશીત કીધાછે. તે પાછળના પુસ્તકમાં જોવાથી માલમ પડશે તેની કીમત નીચે પ્રમાણે રાખવામાં આવીછે.

નં ૧ રૂ.૧૦) દસ અને તે ઉપરાંત સુજ્ઞ જ્ઞાતાઓના કરેલા કામની યોગ્ય કદર પ્રમાણે ખાસ આશ્રયદાતા અમીર ગૃહસ્થો માટે.

નં ૨ રૂ. ૫) પાંચ ફરમાશ કરવાથીજ બનાવાયછે,

નં ૩ રૂ.૧ાા દોઢ સર્વ સાધારણ વર્ગના મનુષ્યો માટે સાદા પણ શોભાયમાન છે, અન્ય ધર્મના મહાશયો માટે તેમની ભાષામાંજ પરમાત્માનુ પવિત્ર નામ ભરવામાં આવશે કમીશન એજંટોએ સામટા મંગાવી લેવાથી વ્યાજબી કમીશન આપવામાં આવશે, વધુ ખુલાસો રૂબરૂ મળી યા પત્ર વહેવારથી મેળવવો.

**અમદાવાદ.** **આર્યભાનુ. કાશી. શરમા.**